# શ્રાવિકાઓને સોનેરી તક

કુમારિકા, સધવા કે વિધવા સર્વે બ્હેનોએ વ્યવહારિક તથા ધાર્મિક કેળવણી, અધ્યાપિકાનું શિક્ષણ, ઉપદેશિકાનું શિક્ષણ, ભરત, સીવણ, ગુંથણકામ, રસોઈ બનાવતા શીખવાનું વગેરે સ્ત્રીયોપયોગી સર્વે પ્રકારનું શિક્ષણ આપનારી સર્વોત્તમ સંસ્થા **મુંબાઇનું શ્રાવિકાશ્રમ છે.**

પોતાને ખરચે કે આશ્રમને ખરચે એમ બંન્ને રીતે દાખલ થવાય છે. શુદ્ધ ખાનપાન તથા દરેક બાબતની પુરતી કાળજી અને દેખરેખ આ આશ્રમમાં રાખવામાં આવે છે. ગમે તેટલો થોડો વખત તેમજ વધુમાં વધુ જીંદગી પર્યંત પણ આ આશ્રમના આશ્રયતળે રહેવાની યોજના છે. નિયમો, દાખલ થવાનું ફોર્મ તથા વધુ વિગત નીચેને સરનામે પત્ર લખવાથી મળી શકશે.

**મગનબ્હેન**

C/o. **શ્રાવિકાશ્રમ,** જ્યુબીલી બાગ, તારદેવ-**મુંબાઈ.**

નં. ૧

॥ ॐ तत्सत परमात्मनेनमः ॥

# કળીયુગની કુળદેવી.

પ્રકટકર્તા.

શા૦ મુળચંદ કસનદાસ કાપડીઆ

માલિક, દિગંબર જૈન પુસ્તકાલય-સુરત.

આવૃત્તિ ૧ લી　　　　　　પ્રત ૨૦૦૦

'અપક્ષપાત' પ્રીંટીંગ પ્રેસ—સુરતમાં છાપ્યું.

વીરસંવત ૨૪૩૬.　　　વિક્રમસંવત ૧૯૬૬

કિંમત પોણો આનો.

# "દિગંબર જૈન."

આ પત્ર વ્યવહારિક, ધાર્મિક, ઐતિહાસિક લેખો; કાવ્યો, વધારાઓ, જીવનચરિત્રો તથા તાજા જૈન સમાચારો પુરા પાડતું દર માસે નિયમીત રીતે પ્રકટ થાય છે તેમજ એના ગ્રાહકોને દર વર્ષે મનોહર પંચાંગ અને ઉપયોગી પુસ્તક ભેટ આપવામાં આવે છે, જેથી ટુંક સમયમાં બહોળો ફેલાવો પામી આ માસિક અત્યંત લોકપ્રિય થયું છે, તેમજ અનેક વિદ્વાનો અને પત્રકારોએ આ પત્ર માટે ઉંચા અભિપ્રાયો દર્શાવેલા છે.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂા. ૧-૪-૦ પોસ્ટેજ સાથે.

સંપાદકઃ—

શા૦ મુળચંદ કસનદાસ કાપડીઆ, ચંદાવાડી-સુરત.

**દિગંબર જૈન પુસ્તકાલય, સુરત.**

આ પુસ્તકાલયમાંથી હિંદી અને ગુજરાતી ભાષાના નાનાં મોટાં દરેક જાતનાં પુસ્તકો રોકડી કિંમતે મલી શકે છે.

મેનેજર, દિગંબર જૈન પુસ્તકાલય

ચંદાવાડી—સુરત.

# પ્રસ્તાવના.

અનેક કોન્ફરંસોમાં બ્રહ્મચર્યવ્રત પાળવા સંબંધીના તથા વેસ્યા નૃત્ય નાબુદ કરવા સંબંધીના ઠરાવો થાય છે અને એ ઠરાવો થયા પછી એ ઠરાવને અમલમાં મુકવાને બનતો પ્રયાસ કરવાને અનેક ગ્રહસ્થો તરફથી સુચનાઓ થાય છે તેવા સમયમાં **કળીયુગી કુળદેવી** નામનું નાનકડું હિંદી ભાષાનું પુસ્તક કે જે સિકંદ્રાબાદ નિવાસી શેઠ જવાહીરલાલ જૈની તરફથી બહાર પાડવામાં આવેલું છે તે અમારા વાંચવામાં આવ્યું, જેથી અમોને એમો વિચાર ઉત્પન્ન થયો કે જો આ પુસ્તક ગુજરાતી ભાષામાં બહાર પાડી તેનો છુટથી ફેલાવો કરવામાં આવે તો તેથી ગુજરાતને મ ણો લાભ થાય, કેમકે એમાં વ્યભિચારથી થતા દોષો તથા વેસ્યા નૃત્યથી ઉપજતાં અનેક માઠાં પરિણામો સંબંધી સારી રીતે વિવેચન કરેલુ છે. આજ ઉદ્દેશથી અમોએ એ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરી તેમાં ઘણો સુધારો વધારો કરીને આ ' કળીયુગની કુળદેવી' નામનું પુસ્તક બહાર પાડયું છે. આ પુસ્તકને હાથમાં લેનાર દરેક પુરૂષને આદીથી અંત સુધી વાંચવાને અમો ખાસ ભલામણ

કરીએ છીએ. આ પુસ્તકનો જેમ બને તેમ વધુ ફેલાવો થાય એ માટે કિંમત પણ જુજ રાખવામાં આવી છે, તેમજ મફત વેંચવા માટે સામટા લેનારને ઘણીજ ઓછી કિંમતે આપી દેવામાં આવશે. આ પુસ્તક પ્રકટ કરવામાં અમારો કોઇપણ રીતનો સ્વાર્થ નથી, પણ વેશ્યાનૃત્ય તથા ખોટાં આચરણોનો જડમુળથી નાશ થાય એજ હેતુથી આ પ્રયાસ કરવાનું અમોએ ઉચિત ધાર્યું છે. જેને સુજ્ઞ પુરૂષો તરફથી પૂર્ણ ટેકો મળશે એવી આશા રાખીએ છીએ. વળી **લગ્નાદી પ્રસંગે વેશ્યાનૃત્ય ન કરાવતાં સભા ભરી બોધરૂપ ધર્મ સંબંધી ગાયનો** અને ભાષણો અપાવી આ પુસ્તકને છુટથી મફત વહેંચવામાં આવે તો અનેક લાભ થાય, માટે દરેક શ્રીમંત પુરૂષને આ પુસ્તક સામટાં ખરીદીને મફત વહેંચવા અમો નમ્રતાપૂર્વક સુચના કરીએ છીએ.

જાતિ સેવક

વીર સંવત ૨૪૩૮ | **શા. મુળચંદ કસનદાશ કાપડીઆ.**
ચૈત્ર વદ ૮

---

આ પુસ્તકની પાંચ નકલ ખરિદનારને એક મફત આપવામાં આવશે તથા સામટાં લેનારને ત્રણ રૂપે સો લેખે મોકલી આપીશું.

**પ્રકટકર્તા.**

॥ श्री वीतरागाय नमः ॥

# કળીયુગની કુળદેવી.

પ્રિય બંધુઓ, આપ સર્વને આ વાત તો સંપૂર્ણ જાણીતી છે કે અનેક જ્ઞાતિઓમાં, પ્રતિ વર્ષે વિવાહ આદિ દરેક શુભ ક્રિયા કે કાર્ય પ્રસંગે પોતપોતાની કુળદેવીની વિધિ પ્રમાણે પુજા કરવાની આવશ્યકતા છે; કેમકે તે શુભ ક્રિયામાં કોઈ પ્રકારનું વિઘ્ન ન આવે, માટે મુહૂર્તમાં તેની સ્થાપના કર્યા બાદ તે શુભ કાર્યનો આરંભ કરવામાં આવે છે. એ પ્રમાણે કુળદેવીની પ્રથમ પૂજા કર્યા વગર કોઈ પણ શુભ કાર્યનો આરંભ થઈ શકતો નથી.

અત્યંત અફસોસની વાત છે કે આજ કાલ પંચમ કાળના પ્રચંડ પ્રભાવથી કેટલાક વ્યભિચારપ્રિય વીર પુરૂષોએ ઉપરોકત કુળદેવીના કુળનું નિકંદન કાઢી નવા જમાનામાં નવી **કુળદેવી ( કુળ નિકંદિની )**ની સ્થાપના કે **પધરામણી** કરવાની શરૂઆત કરી છે; અને વિવાહાદિ દરેક શુભ પ્રસંગે મોટા આડંબરપૂર્વક વિવિધ વાજીંત્રો

**સહિત આ વિત્ત વિનાશક દેવી મંડપમાં મુહૂર્ત કરે છે !**

પુરાણા ભક્તો તો કદાચ્ પોતાની **કુળદેવીની પુજા** કોઇ વાર ભુલી પણ જાય, કે આગળ પાછળ પણ કરી લે, પણ આ નવી કુળદેવીના ભક્તો તો આપેલા ટાઇમ ઉપર એક મિનિટ પણ ગુમાવ્યા વગર પધરામણી કરાવે છે. તેમાં ભુલ થવાનો તો સંભવ હોયજ શાનો ? પણ કદાચ અત્યંત બિમારીને લીધે પથારી વશ હોય, તોપણ પોતાની કુળદેવીને લાવવાનો સમય થતાં જરા પણ વિલંબ લગાડતા નથી. વળી **પુરાણા ભક્તો** કદાચ્ પોતાની કુળદેવીને હજારો આમંત્રણ કરતાં પણ ન બોલાવી શકે. પણ **કલિયુગની કુળદેવીનું** તો એવું **મહાત્મ્ય** છે અને એના ભક્તોની ભક્તિ પણ એવી દૃઢ પ્રેમવાળી અને અવર્ણનીય છે કે ઘણા દિવસની બિમારી હોય, ખાવાનું ખાઇ શકાતું ન હોય. શરીરમાં હાલવા ચાલવાની પણ શક્તિ ન રહી હોય, તોપણ આ કુળદેવીના મધુર સુરનો ઝાંખો અવાજ માત્ર કાને પડતાં કે તબલાંનો ગાજ, સારંગીનો સુર, મજીરાં અને ઘુઘરાનો ઝણકાર સાંભળતાંજ તેમના શરીરમાં એકદમ ચેતન આવી જાય છે અને દિલના ઉમંગથી વાંસો ઉછાળી સત્વર દર્શન કરવા

નિમિત્તે રાગમાં લવલીન અને તાલમાં ગુલતાન થઈ જાય છે તથા ઉંટની માફક ગરદન હલાવવા માંડે છે અને એ વખતે તો ઘરબાર, બાલબચ્ચાં, લાજ આબરૂ વગેરેને તો ભુલી જાય છે, પણ પોતાની બિમારીનું પણ ધ્યાન રહેતું નથી અને પોતાની કુળદેવીનુંજ માત્ર એક ચિત્તે ધ્યાન ધરવામાં લીન થાય છે. શું પુરાણી દેવીને માનનારા ભક્તો પોતાની દેવીનું આવું એકાગ્ર ધ્યાન કદી ધરતા હતા ? નહિજ. તો આ નવા ભક્તો પોતાની કુળદેવીની જે ભકિત બતાવે છે તે આ કાલયુગમાં બેશક ચમત્કારી છે !

પ્રિય વાંચકો ! જે કલિયુગની કુળદેવીનું ઉપરોક્ત વર્ણન કરવામાં આવેલું છે, તે કુળદેવી કઇ અને કયાં રહે છે તથા કોણ છે તે તમારા સમજવામાં આવ્યું હશે, પણ કદાચ્ ન સમજાયું હોય તો જણાવવાનું કે **આ કુળદેવી આધુનિક સમયમાં એક નથી, પણ અનેક છે.** વળી જગત પ્રસિદ્ધ છે, કોઈ પણ શેહેર એવું નથી કે જ્યાં આ કુળદેવીનું નિવાસ સ્થાન ન હોય, અથવા તેના ભક્તોની સંખ્યા પણ નાની સુની હોય ! વળી પુરાણી કુળદેવી તેના ભકતનું અવશ્ય હિત કરે છે, પણ **આ કલિયુગની કુળદેવી પોતાના ભકતોને પૂર્ણ પાયમાલ કર્યા વગર કદી છોડતી નથી.** એણે હજારો પુરૂષોને પોતાના સ્થાનથી ભ્રષ્ટ કર્યા છે,

**અમીરોને ગરીબ બનાવ્યા છે** અને ગરીબોને પહે રવા લંગોટી પણ રહેવા દીધી નથી, વળી અનેકને કુટુંબ પરિવારથી બહિષ્કૃત કરી તેની **જીંદગીનું સત્યાનાશ** વાળી નાંખ્યું છે. જે મિત્રો મરણ પર્યંત ગાઢપ્રેમથી બંધાયેલા હતા. તેમને જોતજોતામાં વિખુટા પાડયા છે. અનેક મિતાહારીઓને એકાદ બે દિવસમાંજ **માંસ મદીરાના સેવક** બનાવી દીધા છે, મોટા મોટા **રાજા રજવાડાને** પણ પોતાના **ગુલામ** બનાવી લાચાર બનાવ્યા છે, અને તે છતાં પોતે તો જેવી ને તેવીજ રહે છે. એટલુંજ નહિ પણ પોતાના ભકતોને પોતામાં લીન બનાવી છેલ્લે પોતે તેનાથી દૂર ખસવામાં લેશ માત્ર દયા બતાવતી નથી, અને એવું અનેક વાર અનુભવમાં જાણ્યા અને જોયા છતાં તે મૂર્ખ ભકતો પાછા આ દેવીની કૃપાની આશામાં ને આશામાંજ ફરતા ફરે છે, અને જેના ઉપર તેનો પ્રકોપ થાય છે તેના કેવા ખરાબ હાલ તે કરી નાંખે છે, તેનું યથાસ્થિત વર્ણન અમે કરી શકતા નથી, પણ ગમે તો રાજા હોય અને જેના મસ્તક ઉપર પુષ્પોનો વરસાદ વરસતો હોય, તેને પણ પળ માત્રમાં રાજ દરબારમાં કે અન્ય ભર સભા વચ્ચે કોડીનો કરી શરીરનાં હાડકાંની માળા બનાવી કાલને શરણે પહોંચાડી દે, એવું તેનું પ્રચંડ સામર્થ્ય છે. અનેક સ્ત્રીઓ પોતાના જીવિત પતિ છતાં

આ નીચ **જાતિના પ્રભાવથી વૈધવ્ય જેવી જીંદગી ભોગવે** છે. અનેક માતા પિતા પોતાના પુત્રો છતાં વાંઝીયાપણું અનુભવે છે, એવી આ દેવીઓ જે **વેશ્યા, રાંડ, ગણિકા, કંચની, પાતર, કસબણ, વારાંગના, નાયકા,** વગેરે અનેક નામોથી ઓળખાય છે. **રંગીલી, મંગલામુખી, પ્રોસ્ટીટયુટ, સરકાર!** વગેરે નામથી પણ તેના ભકતો તેને પોકારે છે, એજ ઉપર જણાવેલી **કળિયુગીની કુળદેવી છે !**

પ્રિય મિત્રો ! એ કળિયુગીઓની કુળદેવીની જાળ ઘણીજ ભયંકર છે. જે તે જાળમાં ફસાઇ ગયો, તે તેનો સંપૂર્ણ તાબેદાર બની જાય છે, તેથી એ દેવી તેને પોતાની ઇચ્છાનુસાર **પુતળીની માફક નાચ નચાવે છે.**

અફસોસની વાત છે કે સિંહ સમાન ગણાનાર મનુષ્ય એક ઓરત જાતિના હાથમાં બચ્ચાંને રમવાના રમકડાંની માફક માત્ર **રમકડું** બની જાય છે અને રમકડાંને આપણે જેમ ફેરવીએ, રમાડીએ, ડુલાવીએ તેમ તેની સ્થિતિ થાય છે, તેમ એ પુરૂષોની સ્થિતિ તે વેશ્યા પોતાની મરજી મુજબ કરી શકે છે. શરમ છે ! સિંહોનું એ કર્તવ્ય છે ? અતિ ખેદ સાથે કહેવું પડે છે કે અમારા ઘણા બંધુઓ જાણીબુઝીને એ જાળમાં ફસાઈ પડે છે, અનેક વખત

ખતા ખાય છે, પસ્તાય છે તોપણ પોતાની ભુલ ભાંગતા નથી. શું તેઓ જાણતા નથી કે વેશ્યાગમન કરવાથી ચોર્યાશી લક્ષ યોનિમાં ભટકવા ઉપરાંત બીજી અનેક ખરાબીઓ ભોગવવી પડે છે; તથા આ લોક અને પરલોકનાં સઘળાં સુખોનું સત્યાનાશ વળી જાય છે, વળી તેના હજારો દાખલા દુનિયામાં મોજુદ છે.

વેશ્યાગમનની અનેક ખરાબીઓમાંથી થોડીએક બતાવીએ છીએ.

दर्शनात् हरते चित्तं स्पर्शनाद्धरते बलं ।
संभोगात् हरते वीर्यं नारी प्रत्यक्ष राक्षसी ॥

અર્થ:—સ્ત્રી (વેશ્યા) દર્શનથી ચિત્ત હરી લે છે. અર્થાત માણસનું મન પરવશ બન્યું, એટલે તેનું સર્વાંગ તેને વશ થાય છે, અને સ્પર્શ થતાંજ બળનો નાશ થાય છે, અને સંભોગથી વીર્યનો નાશ થાય છે. એ રીતે **નારી (વેશ્યા) પ્રત્યક્ષ રાક્ષસી સમાન છે.**

ઘણી વખત વેશ્યાઓ બહારથી સારા શબ્દોથી બોલાવે છે અને ઘરમાં લઇ ગયા પછી નાણું લઇ લપાટ મારી કાઢી મુકે છે, અને કદાચ કોઇ સારૂં ઘરાક હોય તો તેને ઉંદરની માફક ફોલી ખાવા માટે પ્રથમ તેની સાથે સારી રીતે કપટપૂર્વક રહે

છે, અને સઘળા દ્રવ્યનો નાશ થતાં તેને બેહાલ કરી ર જા આપવામાં તેને લેશમાત્ર વિચાર થતો નથી, એકે એક વેશ્યાગામી પુરૂષ એટલું તો બરાબર જાણે છે કે વેશ્યા પૈસા વિના ઘરમાં ઉભા રહેવા પણ દેતી નથી, વળી તેને ત્યાં એક દિવસનો પણ વાયદો કરવામાં આવતો નથી, તે થી તેવા પુરૂષોને વેશ્યા મંદીરે જતાં પ્રથમજ ગજવામાં પૈસાની પૂર્ણ જોગવાઈ કરવી પડે છે. જે પૈસાને માટે તે રાત્રિ દિવસ મહા મહા દુઃખ ભોગવી પોતાના શરીર ને પીલે છે, તેને આ પ્રમાણે ક્ષણિક સુખને માટે મૂર્ખાઇ થી વ્યર્થ ગુમાવી દે છે. વલી **રૂપ અને બળનો પણ નાશ** થાય છે કે જે રૂપને માટે કેટલી મહેનત કરવામાં આવે છે. પૂર્વે કેટલાં સત્કર્મોના પરિણામે સારૂં રૂપ મ ળ્યું હોય છે, તેનો આમ વિનાશ કરવામાં આવે છે ! અને છેલ્લે નરકનો વાસ પામે છે. કબીર ભગતે પણ ક હ્યું છે કે:—

**કરમ ફૂટી જોગણી, ત્રણ લોકકું ખાય.**
**જીવતાં ભરખે કાળજાં, મૂએ નરકે લે જાય:**

આ પ્રમાણે **વ્યભિચારી પુરૂષ પોતાની દેખતી આંખે કુવામાં પડે છે.** વ્યભિચાર આ જગતમાં કદી પણ છાનો રહેતો નથી. તે લસણની માફક ગંધાયા વિના

રહેતોજ નથી; વ્યભિચારી માણસને રાજ્ય દરબારમાં મા ન મળતું નથી. સાધારણ ગૃહસ્થો પણ તેને પોતાને ઘેર આવવા દેતા નથી અને તેનો કોઇ વિશ્વાસ કરતું નથી. કેમકે વ્યભિચારીને પૈસા માટે ચોરી પણ કરવી પડે છે અને તેની પછવાડે સઘળા દુર્ગુણો ચાલ્યા આવે છે. તે પોતાના કુટુંબ પરિવારમાં સ્નેહ રાખી શકતો નથી, તેમ પોતાના વડીલો કે ગુરૂજનની તેને શરમ રહેતી નથી. कामातुराणाम् न भयं नैं लज्जा । કામી પુરૂષોને ભય કે લજ્જા હોતી નથી, આખો દિવસ તે કામદેવનાજ વિચારમાંજ રહે છે. તેથી નિત્ય નિયમ, તપ, જપ, વૃતાદિ ધર્મ કર્ણી કરી શકતો નથી અને સઘળી તરફથી તે ધિક્કારને પાત્ર થાય છે. કહ્યું છે કે:—

કવિત

કાયાસે કામ જાત, ગાંઠહુંસે દામ જાત,
નારીહુંસેં નેહ જાત, રૂપ જાત રંગસે.
ઉત્તમ સબ કર્મ જાત, કુલકે સબ ધર્મ જાત,
ગુરૂજનકી શીખ જાત, કામકે ઉમંગસે.
ગુણ રંગ રીત જાત, ધર્મસેં પ્રીત જાત,
રાજાસેં પ્રતીત જાત, અપની મત ભંગસે.
જપ જાત, તપ જાત, સંતાનહુંકી આશ જાત,
શિવપુરકા વાસ જાત, વેશ્યા પ્રસંગસે.

અરે વેશ્યાગામી પુરૂષો! હજી પણ કેટલાક દોષો બ તાવીએ છીએ. તમે વેશ્યાને ઘેર જાઓ છો ત્યાં તમારી કેટલી દુર્દશા થાય છે, તેનો શું તમને વિચાર થતો નથી? શું તમે બહાર બીજે પ્રસંગે જે માનપાન જાળવીને રહો છો, તેનો અલ્પાંશ પણ તમે વેશ્યાને ત્યાં જાળવી શકો છો? ખરૂં છે કે કેટલીકવાર વેશ્યાઓ તમને સારા શબ્દોથી માનપાનથી અને બહારના હાવભાવથી બોલાવે છે અને બતાવે છે કે હું **તમારી ઉપર રીઝી છું, પણ તે સઘળા ચાળા પૈસાને માટે છે.** તમે પૈસો આપવો બંધ કરો, અથવા તમે ગરીબ થઈ પછી તેને ઘેર જાઓ, તોજ વેશ્યાના પ્રેમની તમને ખબર પડે. અરે! હાલના સમયમાં પોતાની સ્ત્રીઓ પણ પતિને ઠગે છે, તો આ વેશ્યા જેણે જાહેર રીતે દુકાન માંડી છે, અને સર્વને માટે ખુલ્લું પાટીઉ માર્યું છે, તેને તમારી ઉપર લવલેશ પણ ભાવ શેનો હોય? પણ કામાંધ પુરૂષ કામદેવના વેગમાં ખરેખરો **આંધળો** બની જાય છે. તેથી તેને કશું સમજાતું નથી અને તેનું શરીર અને મન પરવશ બની જાય છે. તે તો જ્યારે ખત્તા ખાય છે, ત્યારેજ સમજે છે. તમે જે કામ માટે ઘેર ચાકર નોકર રાખો છો તેવું હલકું કામ તો વેશ્યાને ઘેર જઈ તેને સારૂં લગાડવા અથવા ખુશામતને માટે તમે પોતેજ કરો

છો. તમે તેના સઘળા હુકમ તાબેદારની માફક ઉઠાવો છો; તેની પીકદાન જાતે ઉપાડો છો અને પોતાની સ્ત્રી કે પુત્રને પાઇ પણ આપતાં કેટલો ગણગણાટ કરો છો ! અને આ તમારી કુળદેવીને તો તેના મનમાં માત્ર વિચાર થતાં તમે દેવું કરીને પણ દ્રવ્ય હાજર કરો છો અને કોઇ પણ રીતે પૈ સરખી પણ તમારાથી આપવાનું બને નહિ તો તેના હાથના ખ-તા ખાવા પડે છે, વળી સાધારણ ગાળોને હમેશાં અમૃત સમાન મીઠાં વચનો માની લઇ તે સાંભળી તમે હસો છો.

એક કવિએ કહ્યું છે કેઃ—

**જબ તક પૈસા રહેગા, મીઠી બાત બતાએગી,**
**કંગાલોકું અલ્પ સમયમેં, જુતે માર ભગાએગી.**

શોક ! મહાશોક ! એ સંબંધી પણ લજ્જા નહિ. ખરી વાત તો એ છે કે રંડીબાજનું જીવન કુતરા સમાન વીતે છે, જેમ કુતરો ઘેર ઘેરથી રોટલાનો ટુકડો, એઠું જૂઠું જે કાંઇ મળે છે, તે ખાઇ પોતાનું પેટ ભરે છે, તોપણ તેને સંપૂર્ણ સંતોષ થતો નથી, તેમ વ્યભિચારી પોતાની પરણેલી સ્ત્રીથી સંતોષ પામતો નથી અને નીચ કુળની વેશ્યા સ્ત્રીઓને ત્યાં રવડી રખડી પોતાનું દુષ્કર્મ કર્યા કરે છે, અને કૂતરાની પેઠે ઠેકઠેકાણેથી તિરસ્કાર

પૂર્વક કાઢી મૂકવામાં આવે છે, તો પણ નિર્લજ થઇ દીન થઈ પાછો ત્યાંને ત્યાં જાય છે, પણ કુતરો અજ્ઞાન છે, તેને માનાપમાનનું જ્ઞાન નથી પણ માણસ જ્ઞાનવાન છે, અને નીચ કૃત્ય કરવા માટે હજારો વાર ફીટકાર પામે છે, છતાં તેને શરમ આવતી નથી એ કેટલી દિલગીરીની વાત છે ! શું તેને મરદ કહી શકાય ? શું મરદ નામ ધરાવનારનો કુતરા માફક પાછળ પાછળ ફરવાનો હક છે ? હાય ! શોક ! શું પ્રતિકુળ જમાનો આવ્યો છે ! પોતાનાં માતા પિતા, સગાં વહાલાં, વગેરેની પણ પોતાને શરમ આવતી નથી અને તેઓ કોઈ બાબતમાં વાજબી ક્રોધ કહાડ્યુ કરે છે, અથવા કોઇ સલાહ, કે ઠપકો આપે છે, તો મોઢું કટાણું કરી નસકોરાં ચઢાવે છે અને અનેક પ્રકારે સામો થાય છે, પણ નીચ વેશ્યાને ત્યાં હજારો ફીટકાર અને અનેક વાર અપમાન પામે છે, તોપણ તે સહન કરી તેનાં જુતીઆં ઉઠાવે છે. અમને સમજી શકાતું નથી કે આ અધમ કુળમાંથી તેમને શું ઇનામ મળવાનું છે ? શરમ છે ! એવા નીચ પુરૂષોને કે જે આવી દુર્દશા થવા છતાં સમજતા નથી કે આપણે કયું કામ કરવું ઉચિત છે ? પણ તેઓ મનુષ્ય કહેવડાવવાને પણ લાયક નથી ! કેમકે જેમ દોરીને આધારે પતંગ નાચે છે તેમ તે વેશ્યાને આધારે નાચે છે. વળી શું તે વ્યભિચારી

પુરૂષોનાં સન્તાન ધર્માત્મા કે ઉંચ અભિપ્રાયવાળાં થઇ શકશે ? શું તેઓ તેના હુકમમાં રહેશે ? કે નિરોગી પણ થશે ? જરા પણ નહિ. અમને ભરોસો નથી કે તેઓ દેશને કોઇ પણ પ્રકારનો ઉપકાર કરી શકે. જે બ્રહ્મચર્ય વૃતનું પાલન કરી શકતો નથી, તે પોતાના દેશનો, ધર્મનો કે જાતિનો લેશ માત્ર ઉદ્ધાર કરી શકતો નથી, પણ તે સર્વની **અવનતિજ** કરે છે. જો સર્વ બંધુઓ બ્રહ્મચર્ય વૃત્તમાં દઢ રહે, તો આ દશા દેખવાનો સમય કદી આવે નહિ. વેશ્યાગામી એટલું પણ સમજતો નથી કે જે કામથી પોતાના મિત્રોથી અને સગાંવહાલાંથી દુર થવું પડે છે, અને તેને પોતે પણ નિંદ્ય કામ ગણે છે એટલુંજ નહિ પણ પ્રાણ જતાં પણ તે નહિ કરવા યોગ્યજ માને છે, તે કામમાં તેઓ શી રીતે નિમગ્ન બની જાય છે ? કોઇ પણ એવો મૂર્ખ પાપી દુરાત્મા નથી કે જે પોતાની માતા પુત્રી કે બહેન વગેરેની સાથે કુકર્મ કરે, પણ સઘળા વેશ્યાગામીઓ તો પોતાની માતા કે પુત્રીની સાથે ભોગ ભોગવવા જેવું કૃત્ય કરે છે, તે નીચેની હકીકતથી સ્પષ્ટ ખાત્રી થશે.

પ્રિય બંધુઓ, વિચાર કરો કે **વેશ્યાનું ઘર** એક **ધર્મશાળા** જેવું જાહેર મકાન છે, ધર્મશાળામાં જેમ

ગમે તે આવી તેનો ઉપયોગ કરે છે અને ચાલ્યો જાય છે, તેમ વેશ્યાને ત્યાં પણ ગમે તે આવી ચાલ્યો જાય છે. ગમે તેવો રોગી, વૃદ્ધ, કદરૂપો, અને ગમે તો ઢેડ હલકી વર્ણનો હોય તોપણ વેશ્યાનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં છે. પૈસો તેનો પતિ છે, પછી પૈસો લઇને ગમે તે માણસ જાય, તેની વેશ્યાને પરવા નથી. બહારથી ઘણી ચતુર દેખાતી છતાં પૈસાના હેતુથી ગમે તેવા નીચ પુરૂષ સાથે પણ તે ભોગ ભોગવે છે અને પૈસા વગરના અત્યંત સ્વરૂપવાન રાજપુત્ર સમાન પુરૂષને પણ તે કશી વિશાતમાં ગણુતી નથી. હવે એક વેશ્યાને ઘેર સગાં સંબંધી, ભાંઇ, બાપ, વગેરે સૌ જાય છે, અને તેવું ઘણી વાર બને છે. કેટલીક વેશ્યાઓ તો તેવું જાણુતી પણ હોય છે, છતાં તે નીચ જાતિને તેની કાંઈ અડચણુ નહિ હોવાથી પોતાના સ્વાર્થને ખાતર બન્નેને જુદી જુદી રીતે રમાડે છે. હવે બાપ દીકરો બન્ને વેશ્યાગામી હોવાથી કદાચ્ એકજ વેશ્યાને ત્યાં અત્રાર નવાર જાય છે, અને બાપની સાથેના સંબંધથી દીકરાને તે માતા સમાન ગણાય છે. જો કે તેવી નીચ રાખેલી કે વેશ્યા સ્ત્રીની સાથેના બાપના નિંદ્ય સંબંધથી તેને માતા સમાન ગણુવાનું અમે લેશ માત્ર કહેતા નથી, પણ તે તો પોતાના આખા કુળની દુશ્મન સમાન છે કેમકે તે કુળની આબરૂ, ધન, અને ધર્મનો નાશ કરાવવામાં સાધન

ભુત છે, પણ તેથી પુત્રને તે વેશ્યા સ્ત્રી સાથે ભોગ કર્મ ભોગવવાનો જરા પણ અધિકાર કે ધર્મ પ્રાપ્ત થતો નથી કેમકે બાપ અને દીકરો એકજ સ્ત્રી સાથે સંભોગ કરે, તેના જેવું અધર્મ કાર્ય બીજું આ દુનિયામાં એક પણ નથી, અને પોતાની માતા સમાન સ્ત્રી સાથે ભોગ કરવા જેવો તે મહા પાપનો ભાગી થાય છે.

વળી વેશ્યાને સંતાન પણ રહે છે, કેમકે તેનું ઉદર પથ્થરનું નથી કે તેને કુદરતનો પટો નથી કે તેને સંતાન નજ રહે. હવે જે પુરૂષો વેશ્યાગમન કરવાવાળા છે તેમનામાંથી કોઇના વીર્યનું તેને સંતાન રહયું. અને તેથી પુત્ર કે પુત્રીનો જન્મ થાય, તો તેથી કેટલો અધર્મ થાય તેનો વિચાર કરો. **વેશ્યાઓ માંસ** ભક્ષક હોય છે, વ્યભિચારી પુરૂષોનો મોટો ભાગ માંસ મદીરા ઉડાવે છે. તો વેશ્યાને તો શી અડચણ હોય ? ઘણીક વેશ્યાઓ તો નીચ જાતિની હોવાથી મૂળથીજ માંસ ખાનારી હોય છે; અને દારૂ વગેરેના સેવન કરનારાથીજ તેની ગ્રાહકી વધે છે. સારા મિતાહારી પુરૂષો કે ધાર્મિક પુરૂષોને તો વેશ્યા શત્રુ સમાન ગણે છે, કેમકે તેઓ વેશ્યાની સામા દ્દષ્ટિ કરવામાં પણ મહાદોષ સમજે છે. તો તેને ઘેર જવાનું તો તેમને ' **ન ભુતો ન ભવિષ્યતિ** ' છે, પણ તેઓ બીજાને પણ ત્યાં જવામાં શરમથી, બોધથી, કે ચાલે તો

ફરજીયાત રીતે પણ અટકાવે છે. આ લેખક પણ આ વ ખતે વેશ્યાના શત્રુનુંજ કામ કરે છે, મતલબ કે પાપીને દુરાચારી માણસોજ વેશ્યાને ઇષ્ટ છે. કહ્યું છે કે **વૈદ, વકીલ અને વેશ્યા એ ત્રણે જગતનાં શત્રુ છે.** નિયમિત માણસો માંદા પડતા નથી, પણ અનિયમિત અને દુરાચારી વિશેષ માંદા પડે છે. તેથી વૈદ તેવા મા-ણસોનો વધારો થવાનું ઇચ્છે છે. દેશમાં પ્લેગ કે કોલેરા ચાલે, તેમાં વૈદને નારાજ થવાનું વિશેષ કારણ નથી.

વળી વકીલો દેશમાં સુલેહ શાન્તિ કે નીતિ રહે એવું ઇચ્છતા નથી, કેમકે ચોરી, ખુન લઢાઈ વગેરે ગુન્હાના કરનારાથીજ વકીલનો ધંધો વિશેષ ચાલે છે. બે જણ વચ્ચે મારામારી કે કજીયો થાય, તેમાં વકીલનું સંપૂર્ણ હિત થાય છે, અને તે તેવું સાંભળીને ઇશ્વરની કૃપા સમજે છે! હવે વેશ્યાને તો નીતિનું નામ પણ શેનું ગમે? કેમકે વ્યભિચારી પુરૂષોનો વિશેષ વધારો થાય તોજ તેનું કામ ચાલે. વળી દરેક કુટુંબમાં સ્ત્રી પુરૂષોને તકરાર રહે, તો વ્યભિચારની વૃદ્ધિ થયા કરે અને વેશ્યાઓની ભાગ્ય દશા વધારે ખુલે છે.

જો દેશમાં સઘળા પુરૂષો નિયમિત, મિતાહારી, સંપી-લા. ધાર્મિક અને નીતિવાળા થાય, અને વ્યભિચાર કે પર

સ્ત્રી ગમનની પ્રતિજ્ઞા કરે, તો સઘળી વેશ્યાઓને પોતાના ગાંસડાપોટલાં, એકદમ ઉઠાવી ચાલ્યા જવું પડે, પણ **“વો દીન કહાંસે કે મીયાંકે પાવમેં જુતિઆં”** હવે ઉપર કહ્યા મુજબ વેશ્યાને ત્યાં પુત્ર અવતરે, તે તે પુરૂષના વીર્યનો હોવાથી માંસાદિક પદાર્થોનું સેવન કરે કે જીંદગીમાં અનેક જે મહા પાપ કરે, તે બધાં પાપનું ફળ પણ તે વેશ્યાગામીને મળે છે. અને પુત્રી થાય તો તે પોતાની માતાના છત્ર તળે રહી વેશ્યાનો ઉત્તમ ધંધો! શીખી ઉંચા પ્રકારની વેશ્યા થવાની અને આખી જીંદગીમાં લાખો કે કરોડો પુરૂષોની સાથે પોતાનું નીચ કર્મ કરશે. તે જેના વીર્યથી થયેલી છે, તે પુરૂષને તેના આ કાર્યને માટે કશું લાગતું વળગતું નથી, એમ કોણ કહી શકશે? માટે આ દુનિયામાં માંસાહારી પુત્ર અને વેશ્યાનો ધંધો કરે એવી પુત્રી ઉત્પન્ન કરવી હોય તો બેધડક વેશ્યાને ત્યાં જવાય પણ પછી ધર્મિષ્ટ એ નામ લઇને પવિત્ર અહિંસામય ધર્મને લાંછન લગાડવાનું કૃપા કરી મોકુફ રાખવું પડશે. પછી પશુ અને વ્યભિચારી વચ્ચે શીંગડાં અને પૂછડાંનોજ માત્ર તફાવત રહેશે.

અરે! હલકી વર્ણ જેની સાથે ભોગ કરે, તેની સાથે ભોગ કરનારને શું કાંઇ અઘટીત લાગતું નથી?

જે માંસને નજરે જોતાં તિરસ્કાર આવે, તેને અહોનિશ મુખમાં હોમવાવાળીના મુખનો શ્વાસ કે જેને કેટલાક અધરામૃત ! કહે છે તે પણ નીચ પુરૂષો શું કર્યા વિના રહેતા હશે ? પોતાના વીર્યથી ઉત્પન્ન થયેલી પુત્રી જેવીની પાસેથી હજારો પુરૂષો આવે તે શું તે પુત્રીના પેદા કરનારના જમાઇ નહિ ? વેશ્યાગમન એ એવું નીચ કાર્ય છે કે તેવા પુરૂષના સંબંધમાં અમારી કલમ તરવાર જેવી તીક્ષ્ણ લાગે, તોપણ તેથી અમને જરા પણ ડર લાગતો નથી અને તે સંબંધે કોઈને ગુસ્સો લાગે તોપણ તે સહન કરવા અમે તત્પર છીએ. એક કવિએ કહ્યું છે કેઃ—

**શરમ કોની યહાંપર શરમ આય હે,**
**જો બેશરમ હોવો ન શરમાય હે.**

અરે વેશ્યાગામીઓ, શું ઉપરનાં અનિષ્ટ ફલ જાણ્યા પછી વેશ્યા ગમનને શું યોગ્ય ગણો છો ? અને અયોગ્ય ગણતા હો તો શા માટે વેશ્યા કે પરસ્ત્રીનો પરિત્યાગ આ વખતેજ કરતા નથી ? શું તમે એમ સમજો છો કે એ વેશ્યા તમારી છે અને તમારા વિના તેને ચાલતું નથી અને તેથી તે તમારા ઉપર ઉપર અંતઃકરણનો પ્રેમ રાખે છે ? ના, ના. તે તો તમારી પાસે પૈસા છે તેથીજ તમારી દેખાય છે, તમારા શરીરનો જીવ ને

જોતી નથી, પણ તમારી પાસે **પૈસા છે, ત્યાં સુધીજ તે તમને જીવતા ધારે છે** અને તે પૈસારૂપી જીવ ચાલ્યો ગયો, એટલે તમે તેને મન મુડદાં સમાન છો. જેમ મુડદાંને વ્હાલામાં વ્હાલા સ્નેહી પણ તુરત ફેંકી દેવાનું કરે છે, તેમ તમને પણ ધક્કો મારી ફેંકી દેવામાં એક મિનિટ પણ તે રાહ જોતી નથી. કહ્યું છે કેઃ—

जात्यंधाय च दर्मुखाय च जगा जीर्णाखीलांगाय च ।
ग्रामीणाय च दुष्कुलाय च गलत्कुष्ठाभि भूताय च ॥
यच्छंतीषु मनोहरं निजवपुर्लक्ष्मी लव श्रद्धया ।
पण्यस्त्रीषु विवेक कल्पलतिका शस्त्रीषु रज्येनकः ॥

અર્થઃ—અલ્પ દ્રવ્ય મેળવાને માટે જન્માંધ, બદ સીકલ, અતિવૃદ્ધ સર્વ અંગ સુકાઇ ગયેલું એવો આ તુર્યહીન, નીચ કુળનો, અને ગળતકોઢથી પીડિત થયે લો, એવા પુરૂષને વેશ્યા પોતાનું સુંદર શરીર અર્પણ કરે છે એ જોઇને વિચાર રૂપી કલ્પલતાને કાપનાર શાસ્ત્રરૂપી જે વેશ્યા તેને વિશે કયો જ્ઞાતા પુરૂષ આશકત થશે ? કોઇજ નહિ.

મતલબ કે વેશ્યા માત્ર પૈસાને માટેજ લાખોને અનેક પ્રકારના હાવભાવ બતાવે છે. તમો તેના ઘરમાં હો, તોપણ બીજાને દાખલ કરવાની તે તજવીજમાંજ

હોય છે, માટે આવા દુષ્ટ અનાચારને હમેશને માટે તજી દો. **જેમ ભર્તુહરીએ** પોતાની સ્ત્રીના જુઠાં પ્યારને અને ઠગાઈને એકજવાર જાણતાં રાજપાટ તથા સર્વ સમૃદ્ધિ તત્કાળ છોડી દીધી અને ભગવાં વસ્ત્ર ગ્રહણ કીધાં, તો આ તો પરસ્ત્રી અને વિત્તહારકજ છે, વડી નીચ કુળની સાક્ષાત્ જગ વધુ છે, તેને તજી દેવામાં ડાહ્યા પુરૂષોએ જરા પણ વિલંબ લગાડવો જોઇએ નહિ.

વળી આપણાં બાળકો પોતાનાં માબાપોનું અનુકરણ કરે છે. હવે બાપ પોતે વેશ્યાગામી હોય, તો તેનાં લક્ષણ છોકરાંમાં આવ્યાં વિના રહેતાં નથી અને તેઓ પણ વ્યભિચારી થાય છે. વ્યભિચારી પુરૂષો કામાંધ હોવાથી તે અન્ય કાંઇ જરૂરના કાર્યમાં લક્ષ આપી શકતા નથી, તેથી તેઓ શાન્તિથી પોતાનો ધંધો કરી શકતા નથી; વળી **વ્યભિચાર એ એક જાતની ચોરી છે,** કેમકે જે ઉપર બીજાનો હક હોય તે વસ્તુ લેવી તેનું નામ ચોરી; તો પુરૂષ ઉપર તેજ સ્ત્રીનો અને સ્ત્રી ઉપર તેના પુરૂષનોજ હક હોય છે, તો તેનાથી ગુપ્તપણે બીજાએ તેનો ઉપયોગ કરવો, તે દેખીતી ચોરી કે વિશ્વાસઘાત છે, કેમકે પુરૂષ અને સ્ત્રી, લગ્ન પ્રસંગે એક બીજાથી બંધા

એલાં છે. વળી જે પુરૂષો પોતાની સ્ત્રીમાં ચિત્ત નહિ રાખતાં પરસ્ત્રી કે વેશ્યાની આકાંક્ષા કરે, તેથી સ્ત્રી પણ વ્યભિચારી થાય છે અને આ પ્રમાણે કુળમાં વર્ણસંકર પ્રજા પેદા થાય છે અને દંપતિ વચ્ચે હમેશાં તકરાર રહી તેમની જીંદગી દુઃખમાં વીતે છે.

વળી વેશ્યાને ઘેર ગમે તેવા જુદા જુદા રોગવાળા અને જુદી જુદી જાતના પુરૂષો આવે છે, અને ઘણી વેશ્યાઓ તો રોગીષ્ટ હોય છે, તેથી ત્યાં જનારા પણ રોગીષ્ટ થાય છે. ચાંદી, પરમીઓ, પ્રમેહ, વગેરે રોગો વેશ્યાગમનથી થાય છે અને ખાસ કરીને પરસ્ત્રીનું સેવન કરવાથીજ થાય છે, તેથી લોકોમાં તે વાત જણાતાં મોટી ફજેતી થાય છે. भोगे रोग भयम् ભોગમાં રોગનો ભય રહેલો છે, તો પોતાની સ્ત્રીમાંજ સંતોષ માનવો અને વ્યભિચાર છોડી દેવો એ ડાહ્યા પુરૂષોની ખાસ ફરજ છે.

પ્યારા બંધુઓ, કેટલાક અકલના દુશ્મનો કહે છે કે અમે વ્યાભિચાર કરતા નથી પણ લગ્નાદિ શુભ પ્રસંગે વેશ્યાને ઘેર બોલાવી **નાચરંગ** કરાવીએ છીએ એ રીતે અમે તો ગાયન વિદ્યાને ઉત્તેજન આપીએ છીએ, અને સાંભળનારને આનંદ કરાવીએ છીએ પણ તેઓનું કહેવું

એવું છે કે અમે **ચોરી** કરતા **નથી, પણ ચોરોને રસ્તા બતાવીએ છીએ.** શું તેઓ ચોર કરતાં ઓછા જવાબદાર છે? તેઓ તો વાસ્તવિક રીતે વેશ્યાગમનના રસ્તા બતાવે છે, અને ગાયન વિદ્યાને નહિ પણ વ્યભિચારનેજ ઉત્તેજન આપે છે તેથી તેઓ વ્યભિચારીઓના ગુરૂ છે, વળી આ કૃત્યમાંથી તો મોટા મોટા અને બુઢ્ઢા બુઢ્ઢા પણ બચતા નથી. કદાચ્ એકાદ બે ભુલચુકમાં રહી જાય તો જુદી વાત છે પણ જ્યાં **વેશ્યાનો નાચ** ચાલતા હોય છે, ત્યાંજ તેમનું ચિત્ત લાગેલું હોય છે. મહા મહા બગભક્તો, લાંબા લાંબા તિલકધારી વગેરે આ મહેફીલમાં આવી બિરાજે છે અને વેશ્યાના પગ સામું દૃષ્ટિ કરી વાંદરા ની માફક મસ્તક હલાવે છે અને એક તાન થઈ જાય છે. વળી વેશ્યાની વાહ! વાહ! વગેરે શબ્દો બોલી ખુશામત કરતાં પણ ચુકતા કે શરમાતા નથી. અને વેઠની માફક કાર્ય કરે છે, પણ વેશ્યા પુજનમાં તેઓ એક ચિત્ત બની જાય છે અને આખી રાત નિદ્રાદેવીને પણ દૂર કાઢે છે **લગ્ન જેવા શુભ પ્રસંગે મુહુર્તમાંજ આ અશુભ કામ** મંડપ જેવા શુભ સ્થળમાં કેવી રીતે કરવાનું યોગ્ય ગણતા હશે અને પ્રથમ જે આ મહાપાપનું અતિ નિંદ્ય અને અશુભ કામ પોતાને હાથે કરી તેજ મંડપની શુભ ક્રિયામાંથી શુભ ફળની આશા શી રીતે રાખતા હશે!

તે સમજાતું નથી. જે વર કન્યાનાં લગ્ન થવાનાં હોય, તેનું બ્રહ્મચર્ય અખંડ રહે, તેમાંજ તે બન્નેની જીંદગી સુધીનું હિત સમાયેલું છે, તેને બદલે શુકનમાંજ તેને વ્યભિચારાદિ અનાચારનું દર્શન કરાવવામાં આવે છે! પોતાના પુત્ર, પુત્રવધુ વગેરેના હિત પ્રત્યે શું જરા પણ લક્ષ રાખવામાં આવે છે? નહિજ, પણ પેલી વ્હાલી! વેશ્યાના હિત માટેજ આ સમારંભ લગ્નના બહાનાં નીચે ભજવવામાં આવે છે!

શું લગ્ન પ્રસંગે મીજમાનોને આલ્હાદ આપવા માટે અન્ય કોઇ નિર્દોષ સાધન નથી? ધાર્મિક ગાયનો વિવિધ વાજીંત્રો સાથે ગાઇ શકાય છે. વળી બાળકો સુંદર નાટકીય રાગમાં હાવ ભાવ સાથે હારમોનિયમ વગેરેની મદદથી ધાર્મિક રાસો પણ ગાય છે અને જોનારાના આનંદનો પાર રહેતો નથી; અને એક પંથ અને દો કાજ સાધ્ય થઇ શકે છે તથા તે ખાતે થયેલો ખર્ચ પણ યોગ્ય ગણાય. અને અન્ય ધર્મના જોનારા પણ તેથી બેહદ ખુશી થાય તેમ છે. કન્યાઓ પણ સુંદર હાવ ભાવ સાથે ઉત્તમ રાસ ગાય છે અને પ્રેક્ષકો તેથી અત્યંત આલ્હાદ પામે છે; વળી વેશ્યા જેવી નીચ સ્ત્રીને અમુક કલાકના ૧૦૦–૨૦૦–૫૦૦ કે તેથી પણ વધારે રૂપીઆ આપી તેનાં વ્યભીચારિ ગાયનો સાંભળવાં તે પણ મહાપાપ છે; અને વેશ્યાને પધરામણી

કરાવવા માટે મંડપને મોટા ખર્ચથી દેદીપ્યમાન કરવામાં આવે છે, તથા તે દિવસે જુદા જુદા ગૃહસ્થોને આમંત્રણ કરી વેશ્યાનૃત્ય જોવા બોલાવે છે! આવનાર ગૃહસ્થો જાતે પણ તેની મૂર્ખતા બરાબર સમજે છે, પણ શેઠજીને સારૂં લગાડવા ખાતરજ માત્ર આવે છે અને પાછા જતાં રસ્તામાંજ તેની મૂર્ખાઈનું વર્ણન કરવા ચુકતા નથી.

આ પ્રમાણે પોતાનાં બાળકો તથા સ્ત્રી બહેનો વગેરેને વેશ્યાના કાર્યની તથા તેના નીચ હાવભાવની માહિતગારી મળે છે; વળી વેશ્યાનાં ગાયન, નાચ તથા હાવભાવથી જુવાન અને નબળા મનના માણસો જેને અનાચારમાં પડતાં વાર લાગતી નથી, તે વળતેજ દિવસથી વેશ્યાઓની મુલાકાત શરૂ કરે છે; અને દુષ્ટ વેશ્યાના હાથમાં ફસાઈ તેઓ પોતાની અમુલ્ય જીંદગી ખરાબ કરે છે; વલી પોતાના વડીલોનો આ રિવાજ હોવાથી તેઓ દરેક પ્રસંગે આ રિવાજ ચાલુ રાખે છે. અને તે કુળને ઉ-તરો-તર આ એક ફરજીયાત ખર્ચ જેવું થઇ જાય છે. શું વેશ્યા નૃત્ય કરાવવાવાળા પોતાની જ્ઞાતિનાં અને પોતાનાં બાળકોને વ્યભિચાર શીખવવા માગે છે! ધન્ય છે તેમની બુદ્ધિને! શું વેશ્યાનો નાચ ન કરાવે તો મુકિત ન મળે? અથવા તેમની આબરૂમાં ખામી આવે? અહો! ઉલટું વેશ્યાના દરવાજા બંધ કરવાથી આ લોક

અને પરલોકમાં તેમને સુખ મળશે. મૂર્ખો સારાને નઠારૂં ને નઠારાને સારૂં માને છે, " **સાર અસાર વિચાર નહિ, જન તે મુરખ જોય** " એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. અરે ! આખી દુનિયા તો તેમની નિંદા કરે છે અને તેમના આ ઉઠાઉપણા માટે અફસોસ કરે છે; તથા પ્રજામાં વ્યભિચારનો ફેલાવો કરવા માટે તેઓ દેશના અને જ્ઞાતિના મોટા શત્રુ સમાન છે. એમ સર્વ કોઇ માને છે, પણ તે વેશ્યા અને તેનાં વાજીંત્રો પણ પોતાના ઉપકારકને તે ખરી વાત જણાવી દઇ તેના લીધેલા પૈસા હક કરે છે અને જણાવે છે કેઃ—

કવિત.

**પરિપૂરણ પાપકે કારણતે,**
**ભગવંત કથા ન રૂચે જીનકો.**
**સુકાજકો છોડ કુકાજ કરે,**
**ધન જાત હે વ્યર્થ સદા તીનકો.**
**એક રાંડ બુલાય નચાવત હે,**
**નહિ આવત લાજ જરા તીનકો.**
**મૃદંગ કહે ધિક હે ધિક હે,**
**સારંગી પુચ્છે કીનકો કીનકો.**
**તબ હાથ પસાયકે નારી કહે,**
**ધિક હે ઇનકો ઇનકો ઇનકો.**

પૂર્ણ પાપને લીધે જેને ધર્મ કથા રૂચે નહિ તેઓ સત્કાર્ય છોડી કુકર્મમાં પોતાના પૈસા હમેશાં ગુમાવે છે અને વેશ્યાને ઘેર બોલાવી નચાવે છે તથા લેશ માત્ર શરમાતા નથી. છેલ્લે મૃદંગ ધિક ! ધિક ! એમ બોલે છે, ત્યારે સારંગી કોને, કોને, એમ તીણા અવાજથી પુછે છે ત્યારે વેશ્યા હાથ પહોળા કરી સામેના સાંભળનારને બતાવે છે કે આ લોકોને ધિક્કાર છે; કે વેશ્યાનો નાચ સાંભળે છે અને કરાવે છે.

આ પ્રમાણે જડ વસ્તુઓ પણ સમજાવે છે, પણ દારૂ પીવેલા જેમ પોતાના અનિષ્ટ ચેનચાળાને જાણતા નથી, તેમ આ તાનમાં લીન થયેલા પોતાનાં કુકર્મને જાણતા નથી, અને પૂર્વે બતાવેલા દોષોના તેઓ ભાગી બને છે. કદાપિ કાયાથી નહિ તો ભાવથી તો જરૂર.

વળી એકજ મહેફીલમાં પિતા પુત્ર, પરિવાર અને સગાં વહાલાં સાથે બેસી જુએ છે, તેમાં પોતાની અને કુંટુંબી જનોની સ્ત્રીઓ પણ જુએ છે. વેશ્યા શ્રૃંગારીક હાવભાવ કરી વ્યભિચારને લગતાં ગાયનો ગાય છે, તથા નૃત્ય સાથે નેણના નીચ ચાળા કરતી જાય છે; તે બધું ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્રને એક સાથે જોતાં કેવી વિપરીત અસર થાય છે ? વળી સ્ત્રીઓને આવો નાચ બતાવવાથી કેવી ખરાબ અસર થાય છે, તેથી શું તેઓ સન્માર્ગમાંથી ચલિત થતાં નહિ શીખે ? અને વેશ્યાના કૃત્રિમ હાવભાવ જોઈ કે

ટલા બધા પુરૂષો પોતાની સ્ત્રી ઉપરના પ્રેમથી સ્ખલિત થઈ વેશ્યા કે પરસ્ત્રીનું ગમન કરવા તૈયાર થશે, માટે આવો નાચ કરાવવો, એ જાહેર રીતે સૌને વ્યભિચાર શીખવવા જેવું છે. અને વેશ્યાનો નાચ કરાવનાર વેશ્યાગમન કરનાર કરતાં ઓછો ગુનેગાર છે, કેમકે વેશ્યાગામી પોતે જાતેજ ખરાબ થાય છે, ત્યારે નાચ કરાવનાર જન સમાજને ખરાબ રસ્તે દોરે છે અને પોતાની લક્ષ્મીનો સુમાર્ગે વ્યય ન કરતાં આવો દુરૂપયોગ કરે છે; તેની કેવી ગતિ થશે, તે કહી શકાતું નથી.

આ બન્ને કાર્ય કરવાવાળા વેશ્યાને પૈસા આપે છે. તે પૈસાનો વેશ્યા શો ઉપયોગ કરે છે, તે જુઓ. સઘળી વેશ્યાઓ પોતાની કમાણીનો અમુક ભાગ પોતાની કુરબાની નિમિત્તે જુદો કાઢે છે અને તેમાંથી હમેશાં માંસ મદીરાનું સેવન કરે છે તે તો જૂદું. આ તેમની કુરબાનીમાં પશુ હિંસા કરવામાં આવે છે, અને નાચરંગથી વધારે કમાણી મળે તેમ વધારે પશુહિંસા કરે છે. પશુનો પોકાર સાંભળતાં હૃદય વિદીર્ણ થાય છે. અને જેમની રક્ષા કરવાને જૈન ધર્મનો ખાસ સિદ્ધાંત છે, તેનુંજ ભક્ષણ જૈનો આ પ્રમાણે કરાવે, અને પછી સવાર સાંજ સામાયિક, પ્રતિક્રમણ કરી પરમાત્માને ઠગે, તેથી શું તેમના આત્માની અધોગતિ થયા વિના રહેશે ?

જૈનો આખી દુનિયામાં "અહિંસા પરમો ધર્મ" નો સિદ્ધાંત ફેલાવે છે, અને તેજ સિદ્ધાંતથી પ્રતિકુળ

થઇ કસાઇખાનામાં નિરપરાધી જીવને કતલ કરાવવામાં વેશ્યાને સહાયતા આપે છે. જીવહિંસા થાય એવો ધંધો ઉદરપોષણ માટે પણ કરતા નથી, અને તરતજ હિંસા થાય એવું આ કાર્ય માત્ર શોખને ખાતરજ કરે છે. શું જૈન નામને તેઓ બટ્ટો લગાડતા નથી ? પણ ઘણાખરાને આ બાબતની ખબર નથી. જો તેઓ આવું જાણે તો કદી આ કાર્ય કરે નહિ.

વેશ્યાના નાચ માટે જે સઘળી તૈયારી કરવામાં આવે છે, તે બધાનો જે ખર્ચ થાય તેટલા રૂપીઆ પાંજરાપોળ, અનાથાશ્રમ અથવા બીજા વિદ્યા દાનમાં લગ્નને દિવસે આપવામાં આવે તો પુણ્ય કર્મનો કેટલો વધારો થાય ? અને તેથી કેટલા જીવોનું હિત થાય ? પણ આ તો જૈન શાળા કે પશુશાળાને બદલે વેશ્યાશાળા ખોલવામાં આવે છે, અને આખી દુનિયામાં વ્યભિચાર શીખવવા કોઇ જાહેર શાળા નથી તે ખોટ આપણા કેટલાક બંધુઓ પૂરી પાડે છે એ કેવું આશ્ચર્ય !

પ્રિય વાંચકો, ઉપરોક્ત વિવેચનથી આપના ધ્યાનમાં આવ્યું હશેજ કે વેશ્યાનૃત્ય કરાવવો એધર્મ વિરૂધ અને નીતિ વિરૂદ્ધ છે તેમજ એ અશુભ (અમંગલ) કાર્ય છે. વળી વધુ જણાવીશું કે જે કોઇ ગ્રહસ્થ આડે દહાડે (લગ્નાદી પ્રસંગ વિના) વેશ્યાને બોલાવીને નાચ

ફરાવે તો તેની હજારો લોકો વાતો કરે છે અને એને વેશ્યા નૃત્યને) અશુભ કાર્ય ગણે છે તો લગ્ન જેવા માંગલિક પ્રસંગે વેશ્યાનો નાચ કરાવવો એ મંગળ કાર્ય છે કે અમંગળ કાર્ય છે ? અમો હિંમતથી કહીએ છીએ વેશ્યાનૃત્ય કરાવવું એ અમંગળ કાર્ય છે એમજ સર્વે કબુલ કરશે, ત્યારે હવે જો વેશ્યાનૃત્ય એ અશુભ કાર્ય ઠર્યું તો એવા અશુભ અને ધર્મ વિરૂદ્ધ કાર્યને લગ્ન જેવા માંગલિક પ્રસંગે કરવું એ તદ્દન અયોગ્ય નથી ? છેજ. માટે આ પુસ્તક વાંચ્યા પછી જ્યાં જ્યાં અનેક અનીતિઓને ઉત્તેજન આપનાર અને ધર્મવિરૂધ આ વેશ્યાનૃત્યનો રિવાજ હોય ત્યાં ત્યાં તે તદ્દન બંધ કરવો જોઇએ અને શક્તિવાળાને જો ઇચ્છા હોય તો તેઓ વેશ્યાનૃત્યને બદલે પ્રેક્ષકોને આનંદ આપવાને બીજાં અનેક સાધનોનો ઉપયોગ કરી શકે એમ છે. વળી નિયમ વગર કોઇ પણ કાર્ય થઇ શકતું નથી માટે સર્વે ભાઇઓએ વ્યભિચારને ઉત્તેજન આપનાર વેશ્યા નૃત્ય કરાવવાનો અને જોવાનો પ્રતિબંધ કરવો જોઇએ જેથી આ લોકમાં યશ અને પરલોકમાં સુખની પ્રાપ્તિ થશે તેમજ વેશ્યા નૃત્યમાં ખરચાતા પૈસા જો બીજા શુભ કાર્યોમાં ખરચાય તો તેથી નામ અમર રહે અને દેશનું તથા કોમનું પણ હિત થાય અને છેવટે મોક્ષરૂપી લક્ષ્મીની પ્રાપ્તિ થઇ શકે. તથાસ્તુ.

